# હિંદુ મુસ્લીમ એકસંપી

સ્થાપવાની

Reg No 251

# ખરી રાહ.

4

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,-

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

અલાદીન બીલ્ડીંગસ

આલ્ફ્રેડ સ્ટ્રીટ—સીકંદરાબાદ. (દખન)

સં ૧૯૮૧ સને ૧૯૨૫

પ્રત ૧૦૦૦ આવૃત્તિ ૧

કીમત પોસ્ટેજ સુધા

**બે આના.**

**જે ન આપી શકે તેને કારડ લખવે મફત.**

# હિંદુ મુસ્લીમ એકસંપી

સ્થાપવાની

# ખરી રાહ.

ભાષાન્તર કરી છપાવી પ્રસિદ્ધ કરનાર,—

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

અલાદ્દીન બીલડીંગસ

આક્ષફરડ સ્ટીટ - સીકંદરાબાદ (દખન)

સ ૧૯૮૧ સને ૧૯૨૫

પ્રત ૧૦૦૦ આવૃતિ ૧

કીમત પોસ્ટેજ સુધા

**બે આના.**

**જે ન આપી શકે તેને કારડ લખવે મફત.**

# પ્રસ્તાવના

૯આજ કેટલાક વરસો થયા હીંદુસ્તાનમા સ્વરાજ માટે ભારે .. ચાલી રહી છે સ્વરાજનો સરવે આધાર હીંદુ મુસ્લીમ એકસપી ઉપર લટકેલો છે તેથી એ માટે હીંદુ મુસ્લીમ લીડરો, હીંદુ મુસ્લીમ ધરમગુરૂઓ, હીંદુ મુસ્લીમ અખબારો તથા હીંદુ મુસ્લીમ પ્રજાએ અનેક કોશેશો કરી પણ તેના પરીણામમા સપની બદલે સામો કુસપ વધતો ચાલ્યો છે જેનુ મુળ કારણુ ધારમીક મતફેર તથા વીરૂધતા છે માટે જયાસુધી એ મુળ કારણુ દુર કરવામા ન આવે ત્યાસુધી એ ઉમેદ બર આવવી અશકય છે

એ બાબે "રીવ્યુ આફ રીલીજીઅસ" નામના માસીકના ૧૯૨૩ના મે માસના અકમા એના બાહોશ એડીટર સાહેબ-ઝાદા મીરઝા બશીર આહમદ એમ એ એ એક બહુજ વીદ્વતા ભરયો લખાણુ પ્રગટ કરયો હતો જે લખાણુ વધારે ધ્યાન ખેચવા જોગ એટલા માટે છે કે તેમા આ ઝમાનામા જાહેર થયલા એક મહાન ખુદાઈ રાહનુમા હઝરત આહમદ (અ)ના એ વીસેના લખાણુની બી કેટલીક નકલ ઉતારી લેવામા આવી છે જેમા એઓએ ભાર મુકીને ફરમાવ્યુ છે કે જયાસુધી હીંદુ મુસ્લીમ કુસપનો મુળ

કારણ દુર કરવામા આવે ત્યાસુધી ઉપર ટપકેની જેટલીબી કોશેશો કરવામા આવશે તે સર્વે વ્યર્થ જશે જે બીના આપ છેલ્લા કેટલાક વરસોના અનુભવ મુજબ બોલેબોલ ખરી પ જોઇએ છીએ

માટે હજી બી જેઓ સ્વરાજ અથવા હીંદુ મુસ્લીમ એક-સપી ચાહતા હોય તેઓએ એમા સુચવવામા આવેલી યોજનાઓ ઉપર ગભીરાઇથી ધ્યાન આપવાની મહેરબાની કરશે અને આગલ મુજબ વધુ અખતરાઓ અજમાવવાની જરૂર ન જોશે કે જેથી હમણા સુધી જાન માલની ભારે ખુવારી તથા અરસપરસ કડવાસ વધવા સીવાય બીજો કશોએ સારો પરીણામ નીપજયો નથી તેથી પ્રજા હવે બચી જાય અને ધારેલી નેમ તરફ જેમ બને તેમ જલદી આવી શકાય

**સીકંદરાબાદ.** ખાકસાર,

તા ૨૦ મી મે ૧૯૨૫ **અબદુલ્લાહ અલાદીનભાઇ**

# હીંદુ મુસ્લીમ એકસંપી સ્થાપવાની ખરી રાહ.

- ● -

હીંદુસ્તાન એક દેશ છે પણ કેટલીકવાર વાજબી રીતે તેને એક ખંડ કેહવામા આવે છે જેમકે એની રચના આબો હવા ઉત્પતી ભાષા સમાજી રહુ રસમો તથા રીવાજો એ સરવ ઉપરાત મઝહબી ( ધારમીક ) બાબતોમા એક ઈલાકો કે પ્રાત બીજા ઈલાકા કરતા કેટલાક દાખલાઓમા એવા જુદા પ્રકારના હોય છે કે તે ગોયા મહતર બે જુદાજ મુલકો હોય એમ લાગે છે આવી ભેલસેલ વાળા મુલકોને આગળ વધતા બહુ ખમવુ પડે છે દેશના એક ભાગની જરૂરીઆતો, હાજતો ઉમેદો, ફીકરો, ઉચ્ચ અભીલાશાઓ બીજાની વીરૂધ અથડે છે જેનો પરીણામ બહુજ ગુચવણ કારક થઈ પડે છે ઘણીકવાર હીંદે દુન્યાના બીજા મુલકોની બરોબરી કરવા પોતાના પગો ઉપર ઉભુ રેહવાની ભારે કોશેશો કરી પણ તેને હમેશા સખત હાર સાથે પાછુ હઠવુ પડયુ છે જેમા સૌથી હઠીલી નડતર કે જેના લીધે હીંદનુ ભલુ ચાહનારાઓની અનેક કોશેશો નીશફલ નીવડતી રહી છે તે વગર સમજનો મઝહબી જોશ છે કે જે જુદી જુદી કોમો એક બીજા વીરૂધ હઠીલી રીતે વરતીને દેખાડતી રહી છે એ તો

જગજાહેર બીના છે કે હીંદ એક બહુજ પ્રખ્યાત ધારમીક દેશ છે અને તેના સ્હેવાસીઓ પછી તે હીંદુ હોય યા શીખ યા મુસ્લીમ જ્યારેબી કોઈ કોમી સવાલ ઉભો થશે તો તે એક નીચલી અને તદ્દન ગેરવાજબી વલણ લઈ બેસસે એ બી એક જાણીતી બીના છે ક જ્યારેબી એક સાધારણ દેશી સનમુખ અવી એક બાબત આવે ક જેમા તેની કોમના એક આસામીનો લાભ બીજી કોમના આસામી સાથે અથડાતો હોય તો તે પોતાથી બનતી તરફ કોશેશો તે બીજી કોમના આસામીનુ નુકસાન કરવા અચકાશે નહી અવા પ્રકારનો મામલો દેશની ચહડતી માટે બહુજ નુકસાન કારક છે બચીત કોઈબી દેશને જાથુકની ચહડતી હાસલ ન થશે જ્યા સુધી કે તેમા વસ્તી જુદી જુદી કોમો એક બીજા વચ્ચે અરસપરસ મોહબત, હમદરદી યા દાઝ ભલી ઈચ્છા તથા સહાકારીપણુ ન ધરાવે

જડગાલી ગયલી ધારમીક માન્યતાઓનો જોશ બાદ કરીને હીદુઓમા હીદને એક છેડેથી બીજે છેડે સુધી છે જેમા પંજાબ તથા જોડયા પ્રાતો એ વીશે પ્રખ્યાત છે તેઓ મુસ્લીમો કરતા કેલવણીમા આગળ વધેલા હોવાથી અને નાણા સબધી તેઓ કરતા વધારે સારી હાલતમા હોવાથી તેઓ મોટે ભાગે સરકારી નોકરી હાસલ કરવામા ફાવી ગયા છે પંજાબ વટીકમા જ્યાની જુમલે વસ્તીમા હીંદુઓ ૩૫ ટકા કરતા વધુ નથી જ્યારે મુસ-લીમો ૫૫ ટકા કરતા વધુ છે તે છતા ઘણા ખરા સરકારી

મુલકી ખાતાઓ હીંદુઓથી ભરાઈ ગયા છે જ્યારે મુસલમાનો ઘણા દાખલાઓમા ૩૦ ટકાથી વધુ સરકારી નોકરી પામી શક્યા નથી એ ઉપરાંત બીજી દુખ ઉપજાવનારી બીના જે અનેકવાર દીઠામા આવે છે તે એ છે કે જ્યારેબી કોઈ સરકારી આફીસમા કોઈ હીંદુને હકુમત મલે છે તો તે પછી તે આફીસ મુસ્લીમો માટે લગભગ બંધ જેવી થઈ પડે છે હીંદમા એવી રીતના મામલાથી મુસ્લીમ કોમને બહુ ખમવુ પડે છે આવા સંજોગો હેઠલ હીંદુ મુસ્લીમ એકસંપી થવાની ઉમેદ રાખવી વ્યર્થ છે કોઈબી દાના શખ્સ પછી તે ગમે તેવા ઉદાર વીચારનો હોય છતા એ તે શખસને ભેટવા પોતાના હાથો ન લંબાવશે જેના વીસે તે જાણતો હોય કે તેને મારી નાખવા તેણે પોતા પાસે કટાર સંતાડી છે

એટલુજ નહી પણ એ ઉપરાંત એક બીજુ મોટુ કારણ કે જે કાતીલ ઝહેરની માફક એકસંપીના છોડને જડથી કાપી નાખે છે તે આર્યાઓની બીલકુલજ ન માની શકાય એવી માન્યતાના લીધે છે તે એ કે તેઓ પોતાના અસલી રીશીઓ કે જેઓને દુન્યાની શરૂઆતમા વેદની પ્રેરણા થઈ હતી તેઓ સીવાય બાકીના તમામ પવીત્ર શખસો જેઓએ બી પ્રેરણાનો ખુદાઇ ફઝલ પામનારાઓ તરીકે પોતાનો દાવો જાહેર કરયો હતો તે સરવે ઠગારા શખસો હતા ( ખુદાની પનાહ ) જેઓએ જાણી બુજીને પોતાની અંગત મતલબ હાસલ કરવા માટે લોકોને

ઠગારા હતા તેઓ કહે છે કે ઈબરાહીમ ઠગારા હતા મુસા ઠગારા હતા ક્રાઈસ્ટ ઠગારા હતા મહમદ (સ૦) ઠગારા હતા કાનફુશીઅસ જરથોસ્ત, બુદ્ધા બાબા નાનક (જેઓ સરવે ઉપર ખુદાની રહેમત હોજો) ઠગારા હતા કોણ એઓની એવી મદતર ગેરવાજબી તથા બહુજ દીલ દુખવનારી માન્યતા સાથે મળતો થશે? અમો મુસ્લીમો માટે એ હજી બની શકે કે અમો જંગલના સાપો સાથે તથા બીઆબાનના વરૂઓ સાથે સુલેહ કરીએ પણ એ કોઈ કાળે બનવા જોગ નથી કે અમો તેની સાથે મળતા થઈએ કે જેઓ અમારા પાક પેગમ્બર (સ૦) કે જેઓને અમો અમારા માતપીતા તથા અમારા જાન કરતા વધારે વાહલા માનીએ છીએ તેઓ ઉપર એવા નીચ હુમલા કરે અમો કોઈનાબી દીલ દુખવતા નથી અને અમોને એ ઉમેદ રાખવાનો હક છે કે બીજો બી કોઈ અમારા દીલ ન દુખવે અમો હીંદુઓના અસલી રીશીઓને ખરા માનીએ છીએ તેમજ એઓના રામા તથા કીરનાને ખુદાના ચુટી કાહડેલા માનીએ છીએ તેવીજ રીતે અમો ઈબરાહીમ, મુસા, ક્રાઈસ્ટ કાનફુશી-અસ જરથોસ્ત બુદ્ધા, બાબા નાનક તથા મહમ્મદ (સ૦)ને (જેઓ સરવે ઉપર ખુદાની રહેમત હોજો) ખરા માનીએ છીએ આવા સંજોગો હેઠળ એ કુદરતી છે કે બીજી કોમોબી અમારા પેગમ્બર (સ૦)ને ખરા માને અને તેઓને ખુદા તરફના એક સુધારક તરીકે લેખે ટુકમા મુસ્લીમો હીંદુઓ સાથે હરગીજ સુલેહ ન કરી શકે જ્યા સુધી તેઓ ઈસલામના પવીત્ર પેગમ્બર

વીરૂધ હુમલા બંધ કરી તેઓને ખુદા તરફના ખરા પેગમ્બર તરીકે લેખવાનુ શરૂ કરે હીંદ જેવા મુલકમા જ્યા ધારમીક જોશ ખુબ ઉછળતો હોય ત્યા એ સીવાય બીજી કોઈબી પ્રકારની સુલેહ કરી ટકી શકેજ નહી

આહમદ જેઓ વાયદા મુજબના મસીહ તથા મહેદી અને ઈસ્લામમા આહમદી સીલસીલાના સ્થાપક છે એવો મામલો નીહાલી અને હીંદને બીજા દેશોની સરસાઈમા એવી રીતે પછાત પડેલો જોઈ ખેદ પામ્યા જે ઉપરથી એઓએ ૧૯૦૮મા એઓના ગુજરવાના સાલમા “સુલેહનો પેગામ”નામે એક નીબંધ લખ્યો જેનો પાછલથી ઈંગ્લીશમા તરજુમો થયો અને ઓહલી રીતે પ્રસીધ કરવામા આવ્યો અને તે Review of Religions નામના માસીકના સાતમા સાલના પુસ્તકમા પ્રગટ બી થઈ ગયો છે જેમા હઝરત આહમદે હીંદુ કોમના લીડરોને એ જોરાવર અપીલ કરી છે કે તેઓએ એ માન્યતા તરક કરવી કે જેથી વીરોધ અને કુસંપ ઉત્પન થવા પામ્યો છે અને મુસ્લીમો સાથે એકત્ર થઈ જવુ એઓએ પોતાની અસાધારણ સરળ ભાષામા અસરકારક રીતે એક દેશમા વસ્તી બે કોમો વચ્ચે સુલેહની મોટી અગત્યતા સમજાવી કહ્યુ કે હીંદુ મુસ્લીમો હીંદમા પાડોસી-ઓ તરીકે છે તેઓએ પોતા વચેના કુસંપની જડ જરૂર શોધી કાહડી તેનો ખરો ઈલાજ શોધવો એઓએ જણાવ્યુ કે એ સવાલ બહુજ અગત્યનો હોવાથી એ વીસે બેપરવાઈ ન કરવી

જોઇએ ઉપર ટપકેના અવલોકનો ધાસ્તી ભરેલા હોય છે કારણ કે તે લોકોને કુસંપના ખરા કારણો વીસે ગફલતમા નાખે છે હઝરત આહમદ લખે છે –

## સુલેહનો પેગામ.

"પ્રીય સ્વદેશબંધુઓ આપણે સઘ્વે ભલે મુસ્લીમ છઈએ યા હીંદુ સેકડો મતફેર ધરાવવા છતા પણ તે ખુદાને માનવા બાબે એકમત છૈએ જે દુન્યાનો સરજનહાર તથા માલેક છે ઉપરાંત આપણુ બીજુ મલતાપણુ એ છે કે આપણે સઘ્વે ઇનિસાનો છએ અને એકજ મુલકના રહેવાસી હોવાના લીધે એક બીજાના પાડોસી જેવા છેએ એટલા માટે આપણી ફરજ છે કે આપણે સાફ દીલે અને નેક નીયતે એક બીજાના ખરા અને પ્રમાણીક મીત્રો તરીકે વરત્યે અને ધારમીક તથા દુન્યાદારી મુશકીલામા એક બીજાની એવી હમદરદી યા દાઝ ધરાવ્યે કે ગોયા આપણે એકજ શરીરના સરવે અવ્યવો હોઈએ"

"મારા પ્રીય સ્વદેશબંધુઓ તે મઝહબ હરગીઝ મઝહબ કહેવાડવાને લાયક નથી જેમા સામાન્ય ઇનિસાન ઝાત માટે બોહલી હમદરદી યા દાઝની શીખવણી ન હોય અને ન તે શખસ ઇનિસાન કહેવાડવાને લાયક છે કે જે હમદરદ યા દાઝ ધરાવનારૂ દીલ ધરાવતા ન હોય ખુદાતઆલાએ કોઈબી કોમ સાથે એકતરફી કીધી નથીજ તે ગેર ઇનસાફી છે જેવી રીતે કે તેણે

હોદની અમલી કોમોને જે જે ઇનસાની તાકત અને શકતી બક્ષી હતી તેવી તમામ શકતીઆ અગ્રો પારસીઓ સીરીઅનો ચીનાઆ જાપાનીઓ, યુરોપીઅનોનેબી બક્ષી હતી સરવે માટે ખુદાની ધરતી એક સરખી રીતે એક મોટા ગાલીચા તરીકે કામ આવે છે અને સરવે માટે સુરજ, ચંદ્ર, સીતારા, રોશન ચેરાગો તરીકે કામ આપે છે અને બીજી સેવાઓ બજાવે છે તમામ કોમો હવા-પાણી આગ ખાક વગેરે બીજી ચીજોનો એક સરખી રીતે લાભ લે છે તેવીજ રીતે તેની બીજી પેદા કરેલી ચીજો જેમકે અનાજ, વનસપતી ફળફળાદી વગેરેનોબી સરવે કોમો લાભ લે છે ખુદાની આવી ઓહોલી અખલાકી વર્તણુક આપણને એ ધડો શીખવે છે ક આપણેબી તમામ ઇનસાન ઝાત સાથે એવીજ ઓહલી સલુકાઈ કરયે અને સાકડા વીચારવાલા તથા તગદીલ ન બનયે '

' ખુદાતઆલાએ કોરાને શરીફના પેહેલાજ પ્રકરણની પહેલીજ આયતથી જે ઓહલા શીક્ષણની શરૂઆત કરી છે તે એક ' અલહમદો લિલ્લાહે રબ્બિલ આલમીન ' એટલે 'તમામ સ પુરણ અને પાક સીફતો ખાસ ખુદાનેજ માટે છે જે તમામ આલમોનો પરવરદીગાર છે' એમા આવેલા ' આલમ ' શબ્દમા તમામ જુદી જુદી કોમો જુદા જુદા ઝમાના તથા જુદા જુદા મુલકો સમાઈ જાય છે કોરાને શરીફની આ આયતથી જે શરૂઆત થાય છે તેની રૂએ તે કામોની માન્યતાનો ખુલ્લે

ખુલ્લો બદણ થઈ જાય છે જેમાં ખુદાએતઆલાના હદ વગરની મુહબ્બત તથા રહેમતને માત્ર પોતાનીજ કોમ સુધી આવી અટકેલી સમજે છે અને બીજી તમામ કોમો માટે એવો ખ્યાલ કરે છે કે ગોયા તે ખુદાતઆલાના બન્દાજ ન હોય અને ગોયા ખુદાતઆલાએ તેઓને પેદા કરયા પછી નીરૂપ્યોગી ચીજ તરીકે ફેંકી દીધા હોય અથવા તેઓને ભુલી ગયો હોય દાખલા તરીકે યાહુદીઆ તથા ઈસાઈઓનો હજી સુધી એજ ખ્યાલ છે કે જેટલા બી ખુદા તરફના નબીઓ તથા રસુલો ( પેગમ્બરો ) દુન્યામા જાહેર થયા છે તેઓ સરવે યાહુદીઆના બની ઇસરાઈલના મહાન ખાનદાનમાથી જાહેર થયા છે અને ખુદા દુન્યાની બીજી તમામ કોમો સાથે કાંઈ એવો નારાજ થઈ ગયો છે કે તેઆને આ મારગે ભટકેલા તથા અજ્ઞાનતામા જોવા છતા બી તેઆની જરાબી કદી પરવા કરતો નથી જેવી રીતે કે જીસસ ક્રાઈસ્ટે (ઈસા અ૦) કહ્યુ કે ' હુ માત્ર બની ઈસરાઈલના મેંઢાઓ માટે આવ્યો છુ " અત્રે આપણ તકરારની ખાતર અગર એઓના ખુદાઈ દાવો માનીબી લઈએ તો પછીએ સાકડો વીચાર ખરેજ બહુ હેરત પમાડે છે શુ જીસસ ક્રાઈસ્ટ માત્ર ઈસરાઈલોનાજ ખુદા હતા અને બીજી કોમોના ખુદા ન હતા કે તેઓએ એવા શબ્દો વાપર્યા કે મને બીજી કોમોના સુધારા તથા હીદાયતની પરવા નથી ! '

એવીજ કીસમની માન્યતા આયસમાજીબી ધરાવે છે જેવી રીતે યાહુદીઓ તથા ઈસાઈઓ પેગમ્બરી તથા ઈલહામ

(પ્રેરણા)ને ઈસ્રાઈલી ખાનદાન સુધીના હદમા સંકોચી રાખે છે અને બીજી તમામ કોમોને એ ખુદાઈ ફઝલ પામવા માટે ના લાયક સમજે છે તેવીજ માન્યતા માઠ ભાયગે આર્ય સમાજે બી એખત્યાર કરી રાખી છે કે ખુદાની વહી તથા ઈલહામ (પ્રેરણા)નો સીલસીલો હીંદુસ્તાનની હદની બાહેર કદી પગલુ ઓલંગવા પામ્યોજ નથી ખુદાતઆલા હમેશા એજ આર્ય વર્તમાથી ચાર રીશીઓ ચુટી કાહડતો રહ્યા છે અને હમેશા વેદજ વારમવાર ઉતારતો રહ્યા છે અને હમેશા માત્ર સાન્સક્રીત ભાષામાજ પોતાના કલામો જાહેર કરવાનો નીયમ રાખ્યો છે ”

“ એ મુજબ એ બને કોમો ખુદાતઆલાને ‘રબ્બિલ આલ મીન’ એટલે તમામ કોમોનો પરવરદીગાર નથી માનતી નહીકા કોઈ સબબ નથી કે જ્યારે ખુદા તમામ આલમોનો પરવરદીગાર કહેવાય ન કે માત્ર ઈસ્રાઈલીનો પરવરદીગાર યા આર્યોઓનો પરવરદીગાર ત્યારે શા માટે તે એક ચોકસ કોમ સાથેજ એવા જાથુકનો સબધ સ્થાપે કે જેથી તે દેખઈતી રીતે એકતરફી તથા પક્ષપાત જણાઈ આવે એવી ખોટી માન્યતાના ખડણ કરવા માટેજ ખુદાતઆલાએ પોતાની પાક કલામોની કીતાબ કોરાને શરીફને એજ આયતથી શરૂ કરી છે કે ‘અલ હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન’ અને અનેક ઠેકાણે એણે કોરાને શરીફમા ખુલ્લી રીતે બતાવી આપ્યુ છે કે એ ખરૂ નથી કે કોઈબી ખાસ કોમ યા ખાસ મુલકમા ખુદાના પેગમ્બરો આવતા રહ્યા છે બલકે

ખુદાતઆલા કોઈ કોમ યા કોઈ મુલકને ભુલ્યો નથી અને કોરાને શરીફમા તરહેવાર દાખલાઓથી દેખાડી આપ્યુ છે કે જેવી રીત કે દરેક મુલકના રહેવાનાઓ માટે તે તેઓની શારીરીક તરબીઅત (પરવરીશ) કરતો આવ્યો છે તેવીજ રીતે તેણે દરેક મુલક તથા દરેક કોમને રૂહાની (આતમીક) તરબીઅતનીબી નવાજેશ કરી છે જેમકે તે કોરાને શરીફમા ફરમાવે છે "વઈનમિત ઉમ્મતીન ઇલ્લા ખલાફીહા નઝીર એટલે કોઈ એવી કોમ નથી કે જેમા કોઈ પેગમ્બર ન આવ્યો હોય" (પ્રકરણ ૩૫ આયત ૨૪)"

એટલા માટે એ બીના કશીબી તકરાર વગર માનવા લાયક છે કે ખરો અને સંપુર્ણ ખુદા જે પર ઇમાન લાવવુ દરેક બંદા પર ફર્ઝ છે તે 'રબ્બિલ આલમીન' છે તેની રબુબ્યત (પાલણ પોસણ પણુ) કોઈ ચોકસ કોમ સુધી યા ચોકસ ઝમાના સુધી યા ચોકસ મુલક સુધી અટકી નથી બલકે તે તમામ કોમોનો પરવરદીગાર છે તમામ ઝમાનાઓનો પરવરદીગાર છે તથા તમામ મુલકોનો પરવરદીગાર છે તે તમામ ફઝલો (અહેસાનો)ની ઉત્પતીનો મુળ છે અને દરેક શારીરીક તથા રૂહાની શકતીઓ તેનાથી છે અને તેનાથીજ તમામ હસ્તીઓ પરવરીશ પામે છે અને દરેક હસ્તીનો આધાર એનાજ ઉપર છે ખુદાનો ફઝલ (અહેસાન) સામાન્ય છે જે તમામ કોમો તમામ મુલકો તથા તમામ ઝમાનાઓને ઘેરેલ છે એ એટલા માટે નીરમાણુ થયુ

છે કે કોઈ કોમ એ ફરયાદ ન કરી શકે કે ખુદાએ ફલાણી ફલાણી કોમ ઉપર એ અહેસાન કર્યો પણ અમારી ઉપર ન કર્યો અથવા ફલાણી કોમને કીતાબ મળી જેથા તે ખરા માર્ગની હીદાયત પામી પણ અમોને તે ન મળી અથવા ફલાણા ઝમાનામા તે પોતાની વહી ઈલહામ (પ્રેરણા) તથા મોજેઝા (ચમતકારો) સાથે જાહેર થયો પણ અમારા ઝમાનામા તે છુપા રહ્યા તેટલા માટે તેણે સામાન્ય ફઝલ બક્ષી તમામ વાધાઓ દુર કરી દીધા અને પોતાના એવા બોહલા અખલાક ( ભલુકાઈ ) દેખાડવામા કોઈબી કોમને શારીરીક તથા રૂહાની ફઝલથી બેનસીબ (બાકાત) ન રાખી અને ન કોઈ ઝમાનાને બેનસીબ ઠેરવ્યો ”

“ જ્યારે ખુદાતઆલાના એવા બોહલા અખલાક છે તો આપણને લાઝીમ છે કે આપણેબી એવાજ અખલાકના પેરવી કરયે તેટલા માટે આ મારા સ્વદેશબંધુઓ એ નાનકડી કીતાબ જેનો નામ ‘સુલેહનો પેગામ’ છે અદબ સાથે તમો સાહેબો સનમુખ રૂજુ કરવામા આવે છે અને ખરા અંતકરણ સાથે દુઆ કરવામા આવે છે કે તે સરવ શક્તીમાન સાહેબ ખુદ તમો સાહેબોના દીલમા પોતેજ વસાવી આપે અને અમારી હમદરદી અથવા બીજાઓ માટેની દાઝનો ભેદ તમારા દીલો ઉપર ખોલી આપે કે જેથી તમો આ મોહબતથા ભેટને કોઈ આપમતલબી બાબત ન સમજો

"મીત્રો આએન્તનો ( આ ઝીંદગી પછીનો ) મામલો તો સામાન્ય લોકો ઉપર અકસર કરી છુપા રહે છે અને માત્ર તેઓનેજ એ ભેદથી જાણીતા કરવામા આવે છે જેઓ મરવાની પેહલે ગોયા મરી જાય છે પણ દુન્યાની નેકી તથા બદી તો દરેક દુર અન્દેશ ઇનસાન આસાનીથી સમજી શકે છે"

દરેક શખસ એ તો જાણે છે કે એકસપ એવી ચીજ છે કે જેથી તે મુશકલીઆ જે કોઈબી રીતે દુર નહો થઈ શકતી હોય તે એકસપથી આસાન થઈ જાય છે એટલા માટે અકલમદ ઇનસાન માટે એ જરૂરી છે કે તે એકસપના આશીર-વાદથી પોતાને ભાગ્યશાળી બનાવે. હીંદુ તથા મુસ્લીમો આ મુલકમા બે એવી કોમો છે કે જે વીસે એ ધારવુ મહાલ છે કે કોઈબી વખતે હીદુ ભેગા થઈ મુસ્લીમોને આ મુલકમાથી બાહેર હાકી કાહડશે યા મુસ્લીમો ભેગા થઈ હીંદુઓને દેશ નીકાલ કરી દેશે બલકે તેઓનો સબંધ મજબુત થતો જાય છે અગર એક કામપર કાઈ આફત આવે તો બીજીબી તેમા ઓછી યા વધુ સપડાયા વગર રહેજ નહી અને અગર એક કોમ મગરૂર બની બીજી કામને ધીકારી હલકી પાડવાની કોશેશ કરશે તો તે પોતે બી હલકી પડયા વગર રહશે નહી અને અગર એઓ-માથી કોઈ પોતાના પાડોસીની હમદરદીમા ભાગ ન લેશે તો તેના માઠા પરીણામનો તે પોતેબી ભોગ થયા વીના રહેશે નહી તમો બને કામોમાથી જે શખસ બીજી કોમનો નાશ કરવાની

ચેતરણ જેવુ કશુ કરશે તો તેનો દાખલો તે શખસ જેવો સમજાશે કે જે એક ડાળલી ઉપર પોતે બેઠો હોય અને અને પછી તેનેજ કાપવા માટે મારા મીત્રો તમો ખુદાના ફઝલથી કેલવણી પામેલા છો માટે હવે તમારી શોભા એ છે કે તમો દીલમાથી કીનો કપટ કાહડી નાખી તેની બદલે મોહબત અને હમદર્દીમા આગળ વધો હુ એવે બારીક સમયે તમને એકસપી માટે આમત્રણ કરૂ છુ કે જ્યારે તમો બનેને સુલેહની બહુજ અગત્ય છે અગર એ કહેવામા આવે કે સુલેહ કવી રીતે થઇ શકે કે જ્યારે ધારમીક મતફેરના લીધે દીલોમા વધુ અને વધુ ફાટ પડતી જાય છે તો તેના જવાબમા હુ એ કહીશ કે ખરેખરા ધારમીક મતફેરો તેજ હોય છે કે જે બેઉ તરફ અકલ અને ઇન્સાફ ઉપર રચાયલા હોય ઇન્સાનને અકલ એટલા માટેજ અપાયલી છે કે જેથી તે એવી રાહ એખત્યાર કરે કે જે અકલ અને ઇન્સાફથી દુર ન હોય અને તેથી નજીવા મતફેર એકસપી માટે નડતર સમાન થશે નહી ફકત તેજ મતફેર નડતર સમાન થશે જેમા કોઇ કોમના માનેલા પેગમ્બરને અને તેઓની માનેલી ખુદાઈ કલામો વાલી કીતાબને ભુડા શબ્દોમા ખોટા પાડી હુમલા કરવામા આવે"

"અમો મુસલીમો બીજી કોમોના પેગમ્બરો વીરૂધ કદી બેઅદબી ભરેલુ બોલતા નથી બલકે અમો તો એ માન્યતા ધરાવ્યે છીએ કે દુન્યામા જુદી જુદી કોમો માટે જેટલાબી પેગમ્બરો આવ્યા અને જેઓને કરોડો લોકોએ ખરા તરીકે

માની લીધા છે અને જેઓએ દુન્યાના કોઇબી ભાગમા ત્યાના લોકોના દીલો જીતી લીધા અને લાંબા ઝમાનો તે મોહબત તથા માન્યતા પર ગુજરી ગયો તો એજ એક મોટી દલીલ તેઓ ખુદા તરફના ખરા પેગમ્બર હોવા વીસેની સત્યતા સાબીત કરવા માટે પુરતી છે કારણકે અગર તેઓ ખુદા તરફના ખરા પેગમ્બરો ન હતે તો કરોડો લોકોના દીલોમા તેઓ માટેની કબુલ્યત ફેલાતે. ન જતે ખુદા પોતાના માનીતા બંદાઓને જે ઇઝત બખશે છે તે બીજાઓને હરગીઝ નથી બક્ષતો અગર કોઇ ખોટો દાવે-દાર તેઓની ખુરસી પર બસવા ચાહે તો થોડીજ મુદતમા તેને બરબાદ તથા હલાક કરી નાખવામા આવે"

એજ નીયમની રૂએ અમો **વેદ**નેબી ખુદા તરફની કીતાબ માન્યે છીએ અને તેઓના રીશીઆનેબી પવીત્ર બુઝરગો તરીકે સમજયે છીએ જો કે અમો સારી રીતે જાણ્ય છીએ કે હાલ જે હાલતમા **વેદ** છે તેનુ શીક્ષણ એવુ નથી કે જે કોઇનેબી એક ખુદાને માનનારો બનાવી શકે છતા કોરાને શરીફના શીક્ષણ મુજબ અમારી એ માન્યતા છે કે **વેદ** ઇન્સાની બનાવટ નથી કારણ કે ઇન્સાનની બનાવટમા એ તાસીર નથી હોતી કે તે પોતાની તરફ કરોડો ઇન્સાનોને ખેચી લે અને તેનો સીલસીલો એવી મજબુતીથી સ્થાપાઈ જાય કે ઝમાનાઓ સુધી ટકી રહે જ્યારે બીજા હાથ પર અમોને એ બી મજબુતીથી માનવુ પડે છે કે જે ખોટુ શીક્ષણ વેદ તરફ લગાડવામા આવે છે યા વેદમા

દાખલ કરવામા આવ્યુ છે તે કાઇ સ્વારથી મતલબના લીધે છે એ સભવીત છે કે વેદ હઝારો વરસની કદીમ ઝમાનાની કીતાબ હોવાથી તે પછીના ઝમાનાના પડીતોએ તેમા પોતાની સમજ મુજબ વધારો તથા ફેરફાર કરયો હોય દાખલા તરીકે હીંદુઓની એક કરતા વધુ પુજ્યને પુજવાની તથા નીયોગ જેવી ધીકારવા જોગ રસમોના શીક્ષણ માટે વેદ પર દોષ લગાડવામા આવે છે જે અમો હરગીઝ અસલી વેદના શીક્ષણ તરીકે માની શકયેજ નહી હવે જ્યારે અમારા માર્ગમા એવો નડતર હોવા છતાબી અમો માત્ર ખુદાના ખોફ ખાતરજ વેદને ખુદા તરફના કલામોની ખરી કીતાબ માન્યે છીએ અને તેના શીક્ષણમા જે કાઇ ભુલો છે તે તે પછીના ઝમાનાઓના લેખકોની ભુલ સમજ્યે છીએ જ્યારે અમારી પવીત્ર કીતાબ કોરાને શરીફ જેમા પેહલેથી છેલ્લે સુધી અકજ ખુદાને માનવાનુ શીક્ષણ છે અને કાઇબી ઠેકાણે સુરજ ચદ્ર વગેરેને પુજવાનુ શીક્ષણ નથી બલકે ખુલ્લા શબ્દોમા એ ફરમાવવામા આવ્યુ છે કે ' લા તસજોદુ લિશ શમસે વલા લિલ કમરે વસજોદુ લિલ્લા હિલ્લઝી ખલકહુન્ના એટલે ન સુરજની પરસ્તીશ કરો ન ચદ્રની પણ પરસ્તીશ કરો અલ્લાહની જેણે એ ઉત્પન કરયા છે ' ( પ્રકરણ ૪૧ આયત ૩૭ ) ઉપરાત કોરાને શરીફ ખુદાની કદીમ નીશાનીઓથી ખાત્રી ભરી શાક્ષી આપે છે કે તે ખુદાની હસ્તી દેખાડવા એક આરસી સમાન છે છતા શા માટે એ ઉપર જગલી જેવી રીતે હુમલા કરવામા આવે છે અને

શા માટે આર્ય સમાજીઓ અમારી સાથે એવી મહેરબાનીથી નથી વરતતા જેવી રીતે કે અમો તેઓ સાથે વરત્યે છીએ ! અને શા માટે દેશમા દુશમની તથા અદાવતના બીજ વાવવામા આવે છે ? શુ એ વકી રાખવામા આવે છે કે અનો પરીણામ સારો નીવડશે ? શુ એ લાયકી છે કે જે શખસ ફુલ આપે તેને પથર મારવો અને જે દુધ આગળ ધરે તેના પર મેલુ પાણી રેડવુ ?

" અગર હીંદુ ગ્રહસ્થો તથા આર્યા ગ્રહસ્થો એવી એક પાકી સુલેહ કરવા તૈયાર હોય ક જેથી તેઓ અમારા પાક પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉત્તમ આશીરવાદ હોજો ખરા પેગમ્બર તરીકે માને અને ભવીશમા તેઓને અપમાન કરવુ તથા ખોટા પાડવુ છાડી દે તો હુ સૌથી પેહલે એ એકરારનામા પર સહી કરવા તૈયાર છુ કે " અમો આહમદી સીલસીલાના લોકો વેદને ખુદાતઆલા તરફની ખરી કીતાબ તરીકે હમેશા માનતા રહીશુ અને વેદ તથા એઓના રીશીઓના નામો માન-ભરેલી તથા મહોબત ભરેલી રીતે લેતા રહીશુ અને એ વીસે વધુ બધાઇશુ કે અગર અમો એ પ્રમાણે અમલ ન કરયે તો હીંદુ ગ્રહસ્થોને એક મોટી રકમ જે રૂા ૩૦૦૦૦૦ (ત્રણ લાખ) થી ઓછી ન હોય તે અદા કરીશુ અગર હીંદુ ગ્રહસ્થો ખરા દીલથી અમારી સાથે સુલેહ કરવા ચાહતા હોય તો એઓએબી અક એવો એકરાર નામો સહી કરી આપવો જોઇએ તેમુસલમાનો જેઓ હજી અમારા સીલસીલાની બાહેર છ તેઓ સરવે કોઈ

એક ચોકસ નેમ યા ચોકસ ખ્યાલના ન હોવાથી તેઓનો કોઈ એક એવો લીડર નથી કે જેને તેઓ સરવે તાબે થવા પોતાને બધાયલા સમજે તેથી હુ તેઓ વીસે કશુ કહી શકતો નથી કે તેઓ આ બાબતમા અમારી સાથે જોડાશે કે નહી પણ હુ ઉમેદ રાખુ છુ કે જ્યારે હીંદુ ગ્રહસ્થો મારી સાથે એવો એકરાર કરશે તો એ લોકો બી હરગીઝ એવા નાદાન ન થશે કે એવી એક સભ્ય કોમની ધારમીક કીતાબ વીસે તથા તેઓના રીશીઓ વીસે ભુડા શબ્દો ઓચરી પોતાના પાક પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉત્તમ આશીરવાદ હોજો ગાલો ભડાવા દેશે

"પ્રીય સ્વદેશ બધુઓ એક સપી જેવી કોઇ બી ચીજ નથી આવો આપણે એક એવા એકરારની રૂએ એક થઈ જઈએ અને એક કોમ બની જઇએ તમે જુઓ છો કે આપણે એક બીજાને ખોટા પાડવાથી કેટલી હદ સુધી કુસુપ વધી ગયો છે, અને જેથી દેશને કેટલુ મોટુ નુકશાન પોહચે છે આવો અને હજી બી અજમાવી જુઓ ક અરસપરસની સત્યતા કબુલવામા કેવો મોટો આશીરવાદ સમાયલો છે એકસપી સ્થાપવાની સૌથી ઉત્તમ રીતી એજ છે એ સીવાય બીજી કોઈ બી રીતે એકસપી સ્થાપવી તે ગોયા એક ફોલ્લુ જે બાહેરથી લીસુ અને ચમકતુ દેખાય જ્યારે તેની અદર સડેલુ ગધવાલુ પરૂ ભરેલુ હોય"

" હુ અત્રે એ બાબતની ઝીકર કરવાની જરૂર નથી જોતો કે હીંદુ તથા મુસલીમોમા દરરોજ જે કુસપ વધ્યો જાયછે તેના કારણો માત્ર મઝહબી મતફેરો સુધીજ અટકેલા નથી બલકે બીજા બી કારણો છે અને તે દુન્યાદારી ખાહેશો છે હુ માનુ છુ કે રાજદુઆરી કારણોએ બી બે કોમો વચેની અસલ અદાવતમા ઉમેરો કરયો છે પણ હુ એ હરગીઝ ન માનુ કે અરસ પરસના કુસપનો અસલ મુળ કારણો એજ છે"

' બ્રહસ્થો કુસપનો અસલ મુળ કારણ મઝહબજ છે અને એ સીવાય બીજુ કશુ એ નથી અગર આજે હીંદુઓ 'લા ઈલાહા ઈલ લલ લાહ મોહમદુર રસુલુલ્લાહ એટલે અલ્લાહ સીવાય બીજો કોઈ પુજ્ય નથી અને મહમદ(સ) અલ્લાહના પેગમ્બર છે' એ પાક કલમો પઢી મુસલીમો સાથે બગળગીરી કરે અથવા મુસલીમો હીંદુ બની તેઓ સાથે બગળગીરી કરે અને અગ્ની વાયુ વગેરેને વેદની શીક્ષણ મુજબ પુજવુ શરૂ કરી દે અને ઈસ્લામને છેલ્લી સલામ કરી દે તો તે સરવે મત ફેરો જેને પોલીટીકલ નામ આપવામા આવે છે તે એકદમ એવા તો નાબુદ થઈ જાય કે ગોયા તેઓની હસ્તીજ ન હોય "

" આ પરથી સાફ જણાય છે કે અરસ પરસ કપટ અને કીનાનુ મુળ કારણ મઝહબી વીરૂદ્ધતા છે અને તેની જ્યારે હદ

ઓલગવામા આવે છે ત્યારે ખુનરેજી નીપજાવે છે એ મારા મુસલીમ ભાઇઓ જ્યારે હીંદુઓ તમોને તમારા જુદા મઝ-હબના લીધે ગેરકોમના સમજે છે તેવીજ રીતે તમો બી એજ કારણસર તેઓને ગેર કોમના સમજો છો તેથી જ્યા સુધી એ મુળ કારણ દુર કરવામા ન આવે ત્યા સુધી કેવી રીતે તમો વચેનો ધીકાર દુર થઈ ખરી સફાઈ ઉત્પન્ન થશે હા એ બની શકે કે તમો થોડા દહાડા શારૂ મુનાફેક (ઢોગી) મુજબ એક બીજા સાથે મેલાપ રાખો પણ અત કરણની ખરી સફાઇ તો ત્યારેજ સ્થાપાઈ શકાય જ્યારે તમો ખરા દીલથી અરસ પર-સની મઝહબી સત્યતા કબુલ કરો તમો વેદને તથા વેદના રીશીઓને ખુદા તરફના હોવાનુ કબુલ કરો અને તેવીજ રીતે હીંદુભાઇઓ પોતાના દીલમાથી કપટ દુર કરી અમારા પાક પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉત્તમ આશીરવાદ હોજો ખુદા તરફના ખરા પેગમ્બર તરીકે સ્વીકારે યાદ રાખો અને ખુબ યાદ રાખો કે તમારામા અને હીંદુભાઇઓમા ખરી એક સપી સ્થાપવાની ફક્ત એજ એક ખરી ગહ છે અને એજ એક એવો પાણી છે જે દીલોના મેલને સાફ ધોઈ નાખશે”

“એ એકગ નામા ઉપરાત તમારી ઉપર ફરજ છે કે તમો હીંદુભાઈઓ સાથે ખરી હમ દર્દીથી વરતો અને તેઓ સાથે ભલાઈ અને સલુકાઈ કરો બીજુ તમારે દરેક એવી બાબતથી

પરહેઝ રહેવુ કે જેથી એઓને દુખ પોહચે એ શરતે કે તે કામનુ બજાવવુ આપણી ઉપર મઝહબની રૂએ ફરઝ ન હોય તેથી અગર હીંદુભાઇઓ આપણા પાક પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉત્તમ આશીરવાદ હોજો ખરા અંતકરણથી ખુદા તરફના ખરા પેગમ્બર તરીકે સ્વીકારે તો એક મોટુ અંતર જે ગાયના લીધે થાય છે તે વચમાથી કાહડી નાખવુ દરેક ચીજ જેને આપણે હલાલ સમજયે છીએ તે વીસે આપણા ઉપર ફરઝ યા વાજીબ નથી કે આપણે જરૂર તેનો ઉપયોગ બી કરયે ઘણી એવા ચીજો છે કે જેને આપણે હલાલ તો સમજયે છીએ છતા તેનો કદી ઉપયોગ નથી કરતા એઓ સાથે સલુકાઈ તથા અહેસાન સાથે વરતવુ તે આપણી મઝહબી વસ્યતો માહેલી એક વસ્યત છે જેવી રીતે ખુદાને વાહદહુ લા શરીક (એટલે ખુદા એક છે તેનો કોઈ ભાગ્યો નથી) માનવુ જરૂરી છે તેથી એક અગત્યના અને ફાયદાકારક કામ માટે કોઈ વગર અગત્યના કામને છોડી દેવુ ખુદાની શરીઅત વીરૂદ્ધ નથી કોઈ ચીજને હલાલ જાણવી એક બાબત છે જ્યારે તેનો ઉપયોગ કરવો તદન જુદી બાબત છે"

"મઝહબ એ છે કે ખુદાની મના ફરમાવેલી ચીજોથી પરહેઝ કરવુ અને તેની રઝામદીની રાહો ઉપર ચાલવુ અને તેની તમામ ખલકતથી નેકી તથા ભલાઈ કરવી અને હમ

દરદીથી વરતવુ અને દુન્યાના તમામ પવીત્ર પેગમ્બરો જેઓ વખતો વખત દુન્યાની રાહનુમાઇ માટે જાહેર થયા તેઓને વગર તફાવતે માનવા અને તમામ ઇન્સાનઝાત સાથે ભલા ઈથી પેશ આવવુ એ આપણા ઇસ્લામ મઝહબના સાર પણ જે લોકો ખુદાનો ખોફ રાખ્યા વગર નાહક અમારા પવીત્ર પેગમ્બર હઝરત મહમદ મુસ્તફા જેઓ ઉપર ખુદાના ઉત્તમ આશીરવાદ હોજો વીસે બુરૂ બોલે છે અને તેઓ નામદાર વિરૂદ્ધ નાપાક તોહમતો લગાડે છે અને બદ ઝબાનથી અટકતા નથી તેઓ સાથે અમો કેવી રીતે સુલેહ કરી શકયે હુ ખરેખર કહુ છુ કે અમો જગલના સાપો અને બીઆબાનના વરૂઓ સાથે સુલેહ કરી શકયે પણ તે લોકો સાથે હરગીઝ સુલેહ ન કરી શકયે જેઓ અમારા પ્યારા પેગમબર જે અમોને અમારા જાન તથા માબાપ કરતા બી વધારે પ્યારા છે તેઓ ઉપર નાપાક હુમલા કરે છે ખુદા અમોને ઇસ્લામ પર મોત આપે અમો એવો કોઈ કાર્ય ન કરીશુ કે જેથી અમો અમારો ઈમાન ખોહી બેસરે ”

આ હુકમા હઝરત આહમદના ૧૯૦૮ના સાલમા દરશા-વેલા વીચારો હતા અને એ પોતાના સ્વદેશ બધુઓ માટે એઓના છેલ્લા શબ્દો હતા “સુલેહનો પેગામ” જેમાથી ઉપલા ઉતારા લેવામા આવ્યા છે તે એના પવીત્ર લેખકની વફાત બાદ

લાહોર ખાતેના ટાઉન હોલમા હીદુ મુસલીમોના કેલવાયલા લોકોના એક મોટા મેલાવડા સનમુખ વાચી સભલાવ્યો હતો જે બેઉ કોમોમાહેલા ઉંચી કેલવણી પામેલા વર્ગની બહુ પસદગી પામ્યો પણ કમનસીબે કોઈ વેહવારૂ પગલુ હીદુ મુસલીમો તરફથી ભરવામા ન આવ્યુ જેથી એ બાબત એમજ રહી ગઈ અને એ બેઉ કોમો વચેનો સબધ એમજ ચાલતો રહ્યો

## હીદુ મુસલીમ એકસપીની હકીકત

એ પછી હીંદની રાજદુઆરી સ્થીતી દીન પર દીન ગભીર રૂપ પકડતી ગઈ અને લોકોમા પોતાના સ્વદેશ તરફની જોખમદારી જાગૃત થવા લાગી તેટલા યુરોપની મહાન જગ જાગી ઉઠી જેમાર્થી એવા તત્વો નીકલી પડયા કે જેથી હીંદના રાજદુઆરી મામલાને નવી ઝીંદગી હાસલ થઈ જેના પરીણામમા મોટી રાજદુઆરી ચલવલનો ઝમાનો શરૂ થયો હીંદુ મુસલીમ તથા સીખ સરવે અગ્રેજોને હીંદમાથી બાહેર હાકી કાહડવા અથવા ઓછામા ઓછુ અગ્રેજી હકુમત હેઠલ પુરેપુરી સ્વતત્રા હાસલ કરવાનો નીશ્ચય કરયો બે ઘડી તેઓ પોત પોતાના મત ફેરોબી ભુલી ગયા બસ દરેકને મોહડે એકસપી તથા ભાઇબિધીની વાત હતી, તેઓ કેહતા કે અમો હીંદના લોકો પેહલે હીંદી છેએ, પછી હીદુ મુસલીમ સીખ. તે ગરમા

ગરમીના વખતમા કોઇ એ વીચાર કરવા થોભ્યો નહી કે એવી રીતના લોકોના ફાટાપર રચાયલી ખ્યાલી એકસપી લાંબો વખત ટકી શકશે નહી જ્યાસુધી કે કોઈ પાકા પાયા પર અરસ પરસના પુખ્ત વીચાર સાથે સ્થાપવામા આવે

એવા સજોગો ટાકણે હઝરત મીરઝા માહમુદ આહમદ તે હઝરત આહમદના બીજા ખલીફા સાહેબે " અસહાકાર " ના નામે એક ખાસ આરટીકલ લખી મુસ્લીમોને ચેતવી આપ્યુ કે હાલ બનતા બનાવોને સતોષકારક લેખશો નહી તેઓ નામદારે મુસ્લીમોને કહ્યુ કે અગર તેઓ હીંદુભાઇઓ સાથે ખરેખરી એકસપી સ્થાપવી ચાહતા હોય કે જે ખરેજ એક બહુજ ઉત્તમ હેતુ છે તો તેઓએ કોઇ સગીન બાબત ઉપર બુન્યાદ રચવી અને હાલ બનતા હગામી બનાવોથી દોરવાઈ જવુ નહી કમનસીબે આ નસીહતની કનવાર કરવામા ન આવી જેનુ પરીણામ અફસોસ કે બહુ આફતકારક નીપજ્યુ એ પછી જેવી એ રાજદુઆરી ચલવલનો પેહેલો જુસ્સો નરમ પડી ગયો કે હીંદુ મુસ્લીમો એકબીજાની ગરદન દબાવવા ઉલટી પડયા જેવીરીતે બે ગોધા એક વાઘની સાથે લડવા પોતાના સીંગડા મેલવેલા ગએ પણ જ્યારે તે વાઘ પીઠ ફેરવે કે તેઓ એકબીજાના પેટમા ભોકવા માડે હીંદની હીંદુ મુસ્લીમ એકસપીની હાલની તવારીખ ખરેજ એવી છે કે જેથી દેશના ખરા ખેરખાહોની આખોમાથી લોહીના આસુ ખરી પડે કટારપુર મુલતાન અમરીતસર અને

લાહોર વગેરેના બનાવો એવા ખેદકારક અને જાણીતા છે કે તે ફરી વરણવાની જરૂર નથી ફકત એજ નહી કે સુલેહ અને એકસપીના મોટા અને ખુશનુમા સ્વપના ભુલી જવા પડયા પણ હીદુ અને મુસ્લીમોનો સબધ આગળ કરતા પણ બહુજ ખરાબ થઇ ગયો એટલે સુધી કે હીંદની તવારીખના શરૂઆતના ઝમાનામા બી બેઉ કોમો વચ્ચે હાલ કરતા વધુ ખરાબી ભરેલો દાખલો મલવો મુશકીલ છે

હાલમા સરકારે લાહોર ખાતેની મ્યુનીસીપલ કમીટામા મુસ્લીમોની સખ્યાના પ્રમાણ મુજબ બહકો આપવાનો ઠેરાવ કરયો તો મ્યુનીસીપલ કમીટીના સરવે હીંદુ મેમ્બરોએ સરકારના એ ઠેરાવ વીરૂધ પ્રોટેસ્ટ તરીકે પોતાના રાજીનામા મોકલી આપ્યા એ કરતા વધુ ગેરવાજબી વલણ શુ હોઈ શકે ? એવાજ લોકોવીસે કોરાને શરીફમા ફરમાવવામા આવ્યુ છે કે " બચીત એઓની સખત દુશમની એઓના હોઠોપરથી બાહેર પ્રગટી નીકલી પણ એ કરતા વધારે તો તે છે જે એઓએ પોતાના દીલમા સતાડી રાખી છે "

હાલમા શુદ્ધીનો સીલસીલો જે જોડયા પ્રાતો તથા દેશના બીજા ભાગોમા હીંદુઓએ પુરજોશથી ચાલુ કરયો છે તેબી ભવીશમા હીંદનો મામલો કેવો રૂપ લેશે તેના ચીન્હ દેખાડે છે શુદ્ધીનો સીલસીલો જાહેરમા મઝહબી બાબત તરીકે દેખાડવામા

આવે છે અને અગર તેમ હતે તો તેમા જરાએ વાધા જેવું ન હતુ પણ ખરેખર તો તે એક રાજદુઆરી બાબત સીવાય બીજુ કશુએ નથી જે હીંદુઓએ એટલા માટે ચાલુ કરયો છે કે જેથી તેઓ ઈસલામને હીંદી મરઝમીનથી નાબુદ કરીને તે પછી પોતે સ્વતંત્રાથી રાજદુઆરી બાજી રમી શકે એ છે હીંદની હીંદુ મુસ્લીમ એકસપીનો દાસ્તાન જે ખરેજ એક ખેદકારક હકીકત છે

## હીંદપર સરવે કોમોનો એક સરખો હક છે.

હવે એવો સમય આવી લાગ્યો છે કે જ્યારે હીંદના સરવે ખેરખાહો હાલની સ્થીતી વીસે ઉંડાણથી વીચાર કરે કારણ કે બાબત દીનપર દીન ગભીર થતી જાય છે નહીકા દેશની ઉન્નતી જાથુક માટે જોખમમા આવી પડવાનો ભય છે એ આશા રાખવી ફોકટ છે કે એક કોમ બીજી કોમને તેના વતનથી જબરી વાપરી બાહેર હાકી કાહડશે યા હાકી કહાડવા શકતીવાન થશે હીંદ જેટલો એક હીંદી મુસ્લીમનો વતન છે તેટલોજ હીંદુઓનો છે અને એ કહેવુ બહુજ ગેરવાજબી છે કે મુસ્લીમો હીંદની એક બાહેરની કોમ છે અગર મુસ્લીમોને એટલા માટે બાહેરની કોમના કહેવામા આવે છે કે તેઓના વડવાઓ બાહેરથી આવ્યા હતા તો હીંદુઓ બાબેબી તેમજ હતુ એ બેઉ વચ્ચે જરાબી ફરક નથી સીવાય એ કે હીંદુઓ મુસ્લીમો કરતા કેટલીક સદી વહેલા આવ્યા હતા અગર શેહેરીપણાનો હકોનો તોલ એવા કારણો

ઉપર કરાતો હોય તો બેઉ કોમોએ હીંદ છોડીજવાની તૈયારી કરવી તથા બીજા વતનની શોધ કરવી કારણ કે ત્યારે તો તેના અસલી રહેવાસીઓ જેવા કે ભીલો ગોદાઓ સનતાળો ચમારો ચુરાહો વગેરેનોજ હક રહેશે મુસ્લીમો ત્યારેજ હીંદુઓને હીંદ હવાલે કરી જતા રહેવા તેયાર થશે જ્યારે કે હીંદુઓ હીંદને તેના ઉપર જણાવેલા અસલી રહેવાસીઓને હવાલે કરી જવા તેયાર થાય ત્યા સુધી સરવે જોડયા ભાગ્યા તરીકે એ દેશના હીત અર્થે અત્રેજ રહેશે ટુકમા કોઈબી ચોકસ કોમનુ એ કેહવુ કે હીંદપર તેના એકલા સીવાય બીજી કોઇ કોમનો હક નથી એ ખોટુ છે

## જુદી જુદી કોમોએ એકત્ર થવુ અને હમેશા નીભી રેહવુ.

જ્યારે એવી બાબત છે ત્યારે એ વીચાર કરવાનો સમય છે કે કેવી રીતે એ જુદી જુદી કોમો એકત્ર થઇ શકે અને એકત્ર થયા પછી કેવી રીતે એકત્રપણુ નીભી શકે એ તો દેખઈતુ છે કે હાલના મામલા જેવી સ્થીતી વધુ ચાલુ રાખવી ન જોઈએ અથવા હીંદની ઉન્નતીના ખ્યાલોને છેલ્લી સલામ કરી દેવી અગર આપણી એ ખરા દીલની ઇચ્છા હોય કે હીંદની ઉન્નતી થાય અને એ બીજા દેશો સાથે ફતેહમદીથી સરસાઈ

કરે તો આપણે જરૂર એકત્ર થવુ જોઇએ

## એ નેમ બર લાવવા ભોગો આપવા તૈયાર થવું

પણ આપણે એકત્ર ન થઈ શકીશુ જ્યા સુધી કે આપણે તેના માટે ઘટતો ભોગ આપવા તૈયાર ન થઈશુ અને ખરેખર જેટલી મહાન કોઈ યોજના હોય તો તેના પ્રમાણ મુજબ ભોગબી તેટલો મોટો હોવો જોઇએ એ તદન ફોકટ છે કે આપણે મોટી મોટી નેમો વીસે વાતો કરયે પણ તેના પ્રમાણ મુજબ ઘટતો ભોગ આપવા તૈયાર ન થઇએ બીજી એબી બહુ અગત્યની બાબત છ કે તે નેમ પાર પાડવા એવા રસ્તાની શોધ કરયે કે જેથી ઓછામા ઓછો ભોગ આપવાની જરૂર પડે કારણ કે જેવી રીતે ભોગ આપવા અચકાવુ તેમા ડાહપણ નથી તેવી રીતે ઘટે તે કરતા વધુ ભોગ આપવુ તે વધુ નાદાની છે તે શખસ બેવકુફ લેખાશે જે પોતાના એક પરોણાની પરોણાગત કરવા એક બકરાનો ભોગ આપે જ્યારે તે આસાનીથી એક મરઘી ખરીદીને પોતાની નેમ બર લાવી શકતે એટલા માટે જે **પેહેલી** બાબત નકી કરવી છે તે એકે ભોગ આપવા તૈયાર થવુ **બીજી** બાબત એકે ફકત તેટલોજ ભોગ આપવો જેટલો કે ઘટે ન વધુ ન ઓછો.

## જુદી જુદી નાતો જોડાઇને એક કોમ બની જવી.

કેવો માર્ગ અખત્યાર કરવો તે નકી કરયા પછી હવે આપણે એ સવાલ ઉકલાવવાનુ વહેવારૂ પાસુ તપાસયે આપણે સરવે પછી હીંદુ હોઇએ યા મુસ્લીમ યા સીખ એ તો ખરા દીલથી ઇચ્છીએ છીએ કે હીંદની ઉન્નતી થાય અને એ દુન્યાની પેહેલી પંકતીના મુલકોમા ગણાય પણ હીંદને એ પંકતી ત્યારેજ હાસલ થઈ શકે જ્યારે એમા વસ્તી જુદી જુદી કોમો પુરેપુરી રીતે એકસંપી થઇ જાય એ મુજબ આપણે સરવે એ તો કબુલ્યે છીએ કે એકસંપી જરૂર જોઇએ હવે એકસંપી હાસલ કરવાનો સૌથી ઉતમ રસ્તો એ છે કે હીંદની જુદી જુદી નાતો જોડાઇને એક કોમ બની જાય અને એકજ નેમ પર નઝર રાખે અગર એ બર આવી જાય તો હીંદની ઉન્નતીનો ટુંકામા ટુંકો અને પુરેપુરી ખાત્રી ભરયો રસ્તો તુરત મલી જાય ત્યારે હાલ જે અસંભવીત જણાય છે તે ત્યારે સંભવીત થઇ પડશે અને હીંદની ઉન્નતીમા કોઇ ચીજ નડતર સમાન ન થશે

## એક કોમ ત્યારેજ બને જ્યારે એકજ મઝહબ હોય.

એક કોમ કેવી રીતે બની શકે એ સવાલ બાબે હીંદના હરેક બેટાએ બહુ સંભાલ ભરયો વીચાર કરવો ઘટે છે અમો અમારા તરફથી એ સવાલ ઉકલાવવા બાબે અમારા ઉતમ

કલાકો એ ઉપર રોકયા છે અને અંતે એ નતીજા ( છેવટ ) પર આવ્યા છેએ કે જ્યા સુધી હીંદમા જુદા જુદા મઝહબો છે ત્યા સુધી એક કોમ થવાની વાતો કરવી વ્યથ છે હીંદની આગલી તવારીખ તથા દેશનો હાલનો મામલો અમારા એ બયાનની સત્યતા પુરેપુરી રીતે પુરવાર કરે છે અગર આપણી એ ઇચ્છા હોય કે હીંદમા એકજ કોમ હોય તો આપણો મઝહબ બી એકજ હોવો જોઇએ એ સીવાય બીજો કોઇબી ઇલાજ નથી

## હીંદમાં એક મહાન ધારમીક કાન્ફરન્સ ભરવી

હવે સવાલ એ ઉભો થાય છે કે એ કેવી રીતે બની શકે કે હીંદમા ફક્ત એકજ મઝહબ યા ધર્મ હોય શુ હીંદુઓ મુસ્લીમ થવા રાજી થશે યા શુ મુસ્લીમો હીંદુ થવા તેયાર થશે ? ફરી શુ સીખ હીંદુ યા મુસ્લીમ થવા કબુલશે ? અથવા શુ હીંદુ તથા મુસ્લીમો સીખ થવા કબુલશે ? એ તો દેખીતુ છે કે એક મુસ્લીમ ઈસલામ એટલા માટે માને છે કે તે ઈસલામને ખરો મઝહબ સમજે છે તેવીજ રીતે હીંદુ તથા સીખ એટલા માટે હીંદુ ધર્મ તથા સીખ ધમ માને છે કારણ કે તેઓ તેમા સત્ય સમાયલુ સમજે છે હવે અગર એ ખાત્રી પુર્વક સાબીત થઈ શકે કે ફક્ત ઈસલામજ એક ખરો મઝહબ છે અને હીંદુ તથા સીખ ધર્મો જોકે અસલમા તો ખરા હતા પણ તેની અસલ સત્ય રાહ ગુમ થઈ ગઈ છે તો શુ હીંદુ

તથા સીખ ઈસલામ સ્વીકારવા રાજી થશે નહી ? ખચીત તેઓ સ્વીકારશે તેવીજ રીતે અમો મુસ્લીમો હીંદુ તથા સીખ થવા તૈયાર છૈએ અગર હીંદુ અથવા સીખ ધર્મોમા ઈસલામ કરતા વધુ સત્યતા હોવાની ખાત્રી પુર્વક સાબેતી દેખાડી આપવામા આવે ત્યારે શુ એ વહેવારૂ રાજનીતીની હદમા નથી કે એક મહાન ધારમીક કાન્ફરન્સ હીંદના કોઈ મધ્ય મથકમા ભરવામા આવે અને કયા ધર્મમા સત્યતાના સૌથી વધારે તત્વો ભરેલા છે તે તપાસી નકી કરવામા આવે ? અગર જુદી જુદી કોમોના લીડરો ખરા દીલથી એ મુદ્દો ઉકલાવવાનુ મન પર લઇને એ કામ હાથમા લે તો ખચીત એ બાબતનો સમજુતી ભરયો ફડચો થઈ જવાની સારી ઉમેદ રહે છે

## સરવે લોકો હીંદુ ધર્મ સ્વીકારે તો શુ થાય ?

અગર આ કાર્ય વહેવારૂ રાજનીતીની હદની બાહેર લેખવામા આવે તો અમો બીજો એથી સહેલો તરીકો સુચવીશુ આપણે એ તો નકી કરી ચુકા છૈએ કે આપણે ભોગો આપવા તૈયાર થવુ બીજુ એબી નકી કરી ચુકા છૈએ કે જેટલી જરૂરત ખરેખરી હોય તેથી વધુ ભોગ ન આપવો આપણી સમાન્ય નેમ “ એકતાઈ તથા એક મઝહબ ” છે હવે આપણે તપાસ્યે કે કયો ધર્મ ઓછામા ઓછો ભોગ આપવાનો રસ્તો બતાવે છે હીંદમા ત્રણ મોટા ધર્મો છે હીંદુ સીખ તથા ઈસલામ ધારો

કે સરવે હીંદુ થવાનો ઠેરાવ કરે તો સીખ તથા મુસ્લીમોને શુ શુ ભોગો આપવા પડે ? સીખ લોકો જેઓ પોતાનો ધર્મ બાબા નાનકથી સ્થાપાયલો માને છે અને તેની યાદ ઘણી મોહબત તથા ફીદાગીરી સાથે કરે છે તેની સાથેનો તેઓનો સબંધ તેઓને તોડવો પડશે એટલુજ નહી પણ તેને એક ખોટો અને દુન્યાદાર શખસ માનવો પડશે ( જુઓ સત્યરથ પ્રકાશ ) ફરી મુસ્લીમો જેઓ પોતાના પાક પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો પોતાના માતપીતા પોતાના દીકરા તથા ભાઈઓ એટલુ જ નહી પણ પોતાના જાન કરતાબી વધારે પ્યારા માને છે અને જેને તેઓ સંપુરણતાનો નમુનો માને છે તેની સાથેનો સબંધ તેઓને તોડી નાખવુ પડશે એટલુજ નહી પણ તેને એક ઠગારા શખસ તરીકે લેખવો તથા જાહેર કરવો પડશે ( ખુદાની પનાહ )

## સરવે લોકો સીખ ધર્મ સ્વીકારે તો શું થાય ?

હવે ધારો કે સરવે સીખ થઈ જવાનો ઠેરાવ કરે તો એ હાલતમા હીંદુઓ જેઓ બહુજ ફીદાગીરીવાલી મોહબત પોતાના અસલી રીશીઓ તથા રામા અને ક્રીશના માટે ધરાવે છે તે પવીત્ર નામચીનોની યાદ મહતર ભુલી જવી પડશે અને તેની બદલે નવા યુગના બાબા નાનકને લગતી મોહબતની વાતો શીખવી પડશે. તેવીજ રીતે મુસ્લીમોને પણ પોતાના પવીત્ર

પેગમ્બરને જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો વીસરી જવા પડશે અને તેની બદલે બાબા નાનક અને તે પછીના સીખ ગુરૂઓની મોહબત હાસીલ કરવી પડશે

## સરવે લોકો ઈસલામ ધર્મ સ્વીકારે તો શું થાય ?

હવે એ ધારો કે હીંદુઓ તથા સીખો ઈસલામ સ્વીકારવાનો ઠેડાવ કરે તો શુ તેઓનેબી એવાજ પ્રકારના ભોગો આપવા પડશે ? એનો જવાબ નકારમા છે એક હીંદુ મુસ્લીમ થવા છતા પોતાના અસલી રીશીઓ તથા રામા અને કીશના માટેની મહોબત ભરી યાદ તથા માન આગળ મુજબજ રાખી શકશે તેમજ એક સીખ મુસલીમ થવા છતાબી પોતાના માનીતા બાબા નાનક માટેની ફીદાગીરીવાલી મોહબત આગળ જેવીજ રીતે રાખી શકશે ઈસલામ દુન્યામા સ્થાપાયલા સરવે મઝહબોના રૂહાની સ્થાપકોને ખુદા તરફના ખરા સુધારકો માને છે અને તેઓમાના કોઈનેબી ઠગારા તરીકે લેખવાના ખ્યાલને ધીકાર સાથે વખોડી કાહડે છે તેથી અગર ઈસલામ આખા હીંદનો એક સામાન્ય મઝહબ બની જાય તો જુદા જુદા ધર્મોની ચાલતી આવેલી માન્યતામા ઓછામા ઓછી ખલલ ( અગર કોઈ હોય તો ) થાય અને આછામા આછા ભોગે હીંદુ સીખ તથા મુસ્લીમ એક મહાન કોમ બની જાય અને હીંદ પોતાની લાબા ઝમાનાની ઉમેદો હાસલ કરવાની સૌથી ટુકી અને પુરેપુરી ખાત્રી ભરેલી

રાહ ઉપર કદમ મુકી શકશે

## એકસંપીની એક બીજી રાહ.

### અરસપરસની ધારમીક સત્યતા સ્વીકારવા લખતથી બધાવો.

અગર આ યોજનાબી ધ્યાનમા ન ઉતરે તો એની બદલે અમો "સુલેહના પેગામ" મા આવેલી બાબત સુચવીશુ ટુકમા એનો સાર તથા ભાવાર્થ એ છે કે હીંદુ અને મુસ્લીમો એક રીતસરના એકરારનામા મુજબ એ બાબે લખતથી બધાય કે બેઉ કોમોના મેમ્બરોએ એક બીજાના ધર્મના રૂહાની સ્થાપકો વીરૂધ બેઅદબી ભરયુ બોલવાથી પરહેઝ કરે અને દરેક કોમ બીજી કોમના પેગમ્બરને ખુદા તરફના ખરા સુધારક તરીકે સ્વીકારે તેની એ મતલબ કે હીંદુઓએ હઝરત મહમદ (સ૦) ને જેઓ ઉપર ખુદાના ઉતમ આશીરવાદ હોજો ખુદા તરફના ખરા પેગમ્બર તરીકે સ્વીકારવો જેવી રીતે મુસ્લીમો ક્રીશનાને ખુદા તરફના ખરા પેગમ્બર માને છે મુસ્લીમો હીંદુઓના ક્રીશના તથા રીશીઓને ખરા માનવાથી કાંઈ હીંદુ બની જતા નથી તેવીજ રીતે હીંદુઓ ઈસ્લામના પેગમ્બરને પોતે હીંદુજ તરીકે રહીને ખરા માની શકે છે આ યોજનામા વધુ એબી જણાવવામા આવ્યુ છે કે બેઉ કોમોએ એવુ કશુ બી કરવાથી પરહેઝ કરવુ

કે જેથી તેઓમાના કોઇનેબી દુખ ઉપજે અલબત એ શરતે કે તે વીશે બઉ ધરમોમાથી કોઈ પરબી તેની બજાવણી ફરજ કરવામા ન આવી હોય. એ મુજબ બેઉ કોમોનો અતર જે મુસ્લીમોની તરફથી ગાયની કુરબાની કરવાના લીધે થાય છે તેબી દુર કરવા સુચવ્યુ છે

## ઓ દુન્યા તુ શાક્ષી રેહજે.

આ યોજના બની શકે તેટલી નાહનામા નાહની છે જેની રૂએ હીંદમા ચાહવામા આવતી એકસપી વહેવારૂ રીતે અમલમા લાવી શકાય અગર એબી અમારા હીંદુભાઈઓથી માની ન શકાતી હોય તો ઓ દુન્યા તુ શાક્ષી રેહજે ક અમોએ અમારી ફરજ બજાવી છે અને તેથી આ સરવે કુસપ તથા અણબનાવની કુલ જવાબદારી હીંદુઓને માથે છ નહી કે મુસ્લીમોને

## હીંદના બેટાઓ તમારી જન્મભુમીને વધુ લોહી લુહાણ ન કરો

હીંદના બેટાઓ પોતપોતા દરમ્યાન બધડક મારામારી ચલાવી રહ્યા છ જેથી હીંદ જખમી બની લોહી લુહાણ થતુ રહ્યુ છે અને હીંદની ભુમીનો તે ખરો બેટો નથી જે મારામારી છોડતો નથી અને પોતાની જન્મભુમીની મદદે આવતો નથી ખુદા સરવે નેક તોફીક આપે આમીન

# એક અતી ગભીર ચેતવણી.

દરેક કોમની એ એક મઝહબી માન્યતા છે કે જ્યારેબી લોકોમા દીનદારી ગટતી જાય અને બદકારી વધતી જાય ત્યારે એક ખુદાઇ રાહનુમા જાહેર થાય એ ખુદાઇ નીયમ મુજબ

## આ ઝમાનામાં એક મહાન ખુદાઈ રાહનુમા જાહેર થયા.

જેને લાખો લોકોએ સ્વીકારી ન વરણવી શકાય એવુ ઉત્તમ સુખ હાસલ કરી ખુદાતઆલાના શુકરાના અદા કરે છે એ મુજબ દરેક ઇનસાન એ ખુદાઈ આશીરવાદ પામવા ભાગ્યશાળી થાય તેટલા માટે અનેક ભાષાઓમા એને લગતી કીતાબો પ્રગટ થઈ છે અંગ્રેજી તથા ગુજરાતી જાણનારાઓએ નીચલી કીતાબો જરૂર વાચી જોવી

(1) Ahmad The Promised World Messenger His claims and teachings in his own words 500 pages beautifully Bound 4th Edition Rs 3-0 0

(૨) "**તમામ દુન્યા માટેના મહાન પેગમબરના મુબારક ફરમાનો**" ઘણા અગત્યના વધારા સાથે આવૃતી ચોથી આશરે ૫૦૦ પાના રૂા ૨-૦-૦

જેઓ ઉપલી કીતાબો વાચવા ચાહતા હોય પણ ખરીદી ન શકતા હોય તેઓને કીંમત દીપાઝીટ મુકવે પદર દાહડા શારૂ વાચવા માટે મુફ્ત આપવામા આવશે

આવી સગવડ કરી આપવા છતા જે કોઈ આ ખુદાઈ બાબતની ગભીર ચેતવણીની જાહેર ખબર પામવા છતા એ વીસે પોતાની બેદરકારી યા તકેઅબરીથી કનવાર કરશે નહી તે યાદ રાખે અને ખુદ યાદ રાખે કે તે આખેરતમા પોતાને ન વરણવી શકાય એવા દુખદાયક અઝાબનો ભોગ થયલો જોશે

ખાકસાર

અબદુલ્લાહ અલાદીનભાઈ.

અલાદીન બીલડીંગસ.

આક્ષફરડ સ્ટ્રીટ—સીકંદરાબાદ.

## દરેક ઇનસાને જરૂર જાણવુ જોઈએ કે

ખુદાતઆલાએ આપણને આ જેહાનમા શા માટે પેદા કર્યા છે ? આપણે ખરૂ સુખ કેવી રીતે પામી શકયે ? મોત પછી આપણી શી હાલત થશે ? વગેરે અનેક અગત્યની બાબતોની ખરી અને ખુદાતઆલાના કલામો સાથેની સત્તાવાર હકીકત ખુદા તરફનો પ્રતીનીધીજ બતાવી શકે તે માટે વાચો આ ઝમાનામા જાહેર થયલા એક મહાન ખુદાઇ રાહનુમાની ગુંજરાતીમા પ્રગટ થયલી "ઇસ્લામનો રૂહાની ખઝાનો" નામની ત્રણસો પાનાની સુદર કીતાબ આવૃત્તિ બીજી રૂા દોઢ

ખાકસાર

**અબદુલ્લાહ અલાદીનભાઈ.**

**અલાદીન બીલડીંગસ.**

આક્ષફરડ સ્ટ્રીટ—**સીકંદરાબાદ.**

36

# THE REVIEW of RELIGIONS.



A monthly magazine dealing With important religious questions, offering a fair and impartial review of the Prominent religions of the world and removing all misconceptions about Islam

Published in London --

Annual subscription Rs 7-8-0 or 10, Shillings

Apply Professor A R Dard M A
63, Melrose Road,
Southfields S W 18, London

# A. Message From Heaven.

અથવા

## આસમાન તરફથી આવેલો એક પેગામ.

---

ખુદાતઆનાએ આ ઝમાનામા તમામ દુન્યા માટે એક પગામ મોકલ્યો છે જે લંડન ખાતે ભરાયલા એકઝીબીશન ટાકણે પોરીસમાઉથ ખાતે કરવામા આવેલા એક જાહેર મેળાવડા સનમુખ વાચી સભલાવવામા આવ્યો હતો જેનો જુદી જુદી ભાષાઓમા તરજુમો થયો છે અગ્રેજીમા **The Review of Religiond** નામના માસીકમા પ્રગટ થયો છે જેની નકલ દસ આનામા નીચલે ઠેકાણેથી મળશે એ આસમાની પેગામની ગુજરાતી તથા ઉરદુ કીતાબો બબ્બે આના લેખે મલી શકશે જેઓ એટલુ ન આપી શકે તેઓને કારડ લખવે મફત પોચતી કરનામા આવશે

ખાકસાર,

**અબ્દુલ્લાહ અલાદીનભાઇ.**

અલાદીન બીલ્ડીંગસ,

આક્ષફર્ડ સ્ટ્રીટ, **સીકંદરાબાદ**

